# બે દોસ્તારો વચ્ચેની વાતચીત.



એ નામનો

**અતી રમુજી ફારસ**

દરેક બાળકોને વાંચવા લાયક.

---

દોહરો

ઓ માનવી તું માન શીખ મારી.
જો તને ઈલમ, અને અકલની હોયં જરૂરી.
તો ધર હાથ આ સાફ અને સુધરી ચોપડી.
ઓ માનવી જો તને મેળવવી હોય અકલ.
તો ખાન કહેછે વાંચ ચોપડી મારી.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ખાન મામદ ફેજલાભાઈ**

---

મુંબઈમધ્યે મશીદબંદર સ્ટેશનની સામે
ઍંગ્લો-જુઈશ એન્ડ વરનાક્યુલર છા૦ છા૦

**કિમ્મત અરધો આનો**

સામટી લેનારને કમીશનથી મળશે.

**સને ૧૮૮૭.**

૩૦૭૦

# જમસેદજી અને બાપુજી.

## સ્થળ—દરિઆનો કીનારો.

**જમસેદજી**—વેલ મી બાપુજી હાઊઆર યુ ગો ઑન સ્પીક.

**બાપુજી**—મારા મિત્ર મિ૦ જમસેદજી જે તમે ગાટપીટની વાત કીધી, તે હું જરાએ સમજી સકયો નથી, અને આજ કાલના આપણાં ટીવો જ્યાં ત્યાં ફાંકડા થઇને ફરતાં ફરેછે પણ માહે તો ભરમ ભારી ને ખીસા ખાલી.

**જમસેદજી**—ભલા બાપુજી હવે તમારામાં દહાપણ છે, તે હું સારી પેઠે સમજું છું, વાસ્તે મહેરબાની કરી ને સમજાવવાની તસ્દી લેશો નહીં.

**બાપુજી**—મારા પ્યારા મિત્ર મી૦ જમસેદજી મે તમને કહ્યુ તેથી હું ધારૂં છું કે તમને ન શોભે એવું હતું વાસ્તે મહેરબાની કરીને મુજ ગરીબને માફ કરજો સાહેબ મહેરબાન (જાયછે.)

**જમસેદજી**—અરે, ભલા માણસ જરા ઊભો તે રેહ કયાં ભાગા ભાગી કરે છે. આજે ઘણા દહાડા થયા કે મલ્યાછીએ તે ઉભો તો રેહ. કેમ હવે કઇ સ્કુલમાં જાયછે.

**બાપુજી**—ડાકટર વીલસનની સ્કુલમાં.

**જમસેદજી**—સ્કુલ સારી છે?

**બાપુજી**—હા સીખવવાનું ઘણુંજ સરસ છે. અભ્યાસ પણ ઠીક ચાલેછે. તમો આવો તો બહુ મજા પડે.

**જમસેદજી**—ઠીકછે, વીચાર કરીશું.

**બાપુજી**—એમાતે વીચાર સાનું કરવાનું મારા ભાઇ ગયા જટ દેકે રૂપીઆ આપીને નામ નોંધાવીજો.

**જમસેદજી**—ઠીકછે, કાલે પહેલી તારીખ પણ છે વારૂ. હું આવીશ પણ મી૦ બાપુજી હું તમારી સ્કુલની રીવાજો રસમ જાણતો નથી વાસ્તે તમે મહેરબાની કરીને મહારા ઘેર આવજો આપણે સાથે ચાલીશું

**બાપુજી**—કેમ મી૦ જમસેદજી સ્કુલ ગમે છે કે નહીં.

**જમસેદજી**—ઓ હો હો! સ્કુલનુ શું પુંછવું, પણ માર છોકરાઓ મરતી ખોર છે.

**બાપુજી**—હા તે તો હોયજ, પણ માસ્તર કેવો છે.

**જમસેદજી**—વળી માસ્તરમાં તે ખામી હોય, માસ્તર તો સોનેે પણ જરા તાતીઆ રાવ મહારાજ છે.

**બાપુજી**—ઓલો, દીનસાજી કેવોછે.

**જમસેદજી**—અરે મારા બાપરે, દીનસાજી તો દીનશાજી જછે. મસ્તીમાં પણ નંબર વન, જુઠા બોલવામાં, માસ્તરની મશ્કરી કરવામાં, નાચા નાચી કરવામાં, એ તો રે એકંકા.

**બાપુજી**—છે છોકરાઓ તો છેજ ( આવી વાતચીત ચાલી રહી છે તેટલામાં માસ્તરની નજર પડી )

**માસ્તર**—વેલ, બાપુજી માઇન્ડ આટયોર ઓન લેશન અન્ડ, આઇવીલ સીયુ અગેન, આઇવીલ મેક્યુ સ્ટાન્ડ, માઇન્ડ વેલ.

**બાપુજી**—માસ્તર, યાલા જરા તરજુમા સાંગત હોતા.

**માસ્તર**—નોં,વેલ બાપુજી વાઇઝ્થ લાસ્ટ વરડ આફ ધાટ બાય.

**રાપુજી**—( પોતાના નીચલા છોકરાને પુછેછ ) અને કહ્યું ધાટ ( એટલામાં દીનસા ઉઠેછ )

**દીનશાજી**—માસ્તર સાહેબ જરા પાણી પીઆંવું.

**માસ્તર**—નોં, દીનસા, સીટ ડાઉન અવહાઇલ.

**દીનસાજી**—કાએ પાની પીઆલા જાવુંન નાએદેલ. ?

**માસ્તર**—જા, જા, પી.

( એટલામાં બપોરની રજા પડી. )

**બાપુજી**—જોયું જમસેદજી, દીનશાની મસ્તી.

**જમસેદજી**—મેં આવો છોકરો કોઇ પણ સ્કુલમાં જોયો નથી.

**બાપુજી**—આ તે શું આતો કંઇ મસ્તી નહીં, પણ કોઇ કોઇ દહાંડે એવી મસ્તી કરે છે, ને હસાવે છે કે માસ્તરનો એ કલેજો દુઃખી જાયછે.

( એટલામાં ઘંટ વાગ્યો અને બધા છોકરા સ્કુલમાં ગયા. )

**દીનસાજી**—માસ્તર આઇ લાવું ?

**માસ્તર**—નો દીનસા ડોન્ટ વાન્ટ મધુ આપણા દીનસાજી તો ચાલ્યા એવણુને તો બે ઘડી ડરવાની નવરાશ જાસી પછી જયારે એકાદો

હીસાબ થઇ જાય પછી ભાઇ આમ તેમ દોલા ખાતા હાથમાં એક ચાકનો કટકો લઇ આવેછે ને માસ્તરને આપેછે.

**માસ્તર**—વેરીગુડ દીનસા સીટ ડાઉન

અને આપણા માસ્તર સીખાવવાનું કામ ચાલુ કરેછે. અને આપણા બાપુજી અને જમસેદજીની વાતોની ગાડી ચાલી.

**બાપુજી**—મી. જમસેદજી આજે સાંજના દરિએ ફરવા આવશે.

**જમસેદજી**—મને તો ભાઇ લેશન કરવો છે.

**બાપુજી**—હવે લેશન કરી કરીને મોટા પંડીત થઇ જવાના તો સવારના સ્કુલમાં જઇને કરી શું.

**જમસેદજી**—નારે ભાઇ મને તો લેશન કરવું છે, ધોબી બોબી નથી બનવાનું.

**બાપુજી**—ત્યારે અમે નથી કરતા તે શું બધા ધોબી બની જઇએ છીયે.

**જમસેદજી**—ના, આપણા બાપે આપણુને ભણવા મુકેલા છે તે ભણવું જોઇએ, આપણે સ્કુલમાં જઇએ ત્યાં ભણીએ નહી તો, પછી જવાનું એ શું કામ.

**બાપુજી**—એવું આપણે સમજત તો અત્યાર સુધી કેટલું એ સીખીજાત વાસ્તે એ તારી દહા પણ એક કોડે મુક.

**જમસેદજી**—વારૂં, સાંજના મારે ઘેર આવજે આપણે ચાલશું.

**બાપુજી**—કયાં જશું વારૂં.

**જમસેદજી**—દરિએ જશું.

**બાપુજી**—ઠીકછે, બરાબર આવતાંમે તૈયાર બેસજે એમ કહી બે ઉતાવળા ફરવા ગયા.

હવે રસ્તાંમાં ચાલતાં ચાલતાં દીનસાજી મલ્યાં.

**દીનસાજી**—કેમ જમસુ ક્યાં જાયછે.

**જમસેદજી**—ચાલ આવ તું આવે છે કે અમે દરિએ જઇએછે.

**દીનસાજી**—ચાલો, આપણે તો બંદા જંયા ચાલવાને કહો ત્યાં ચાલવાને તૈયાર ઊભેલા છે.

**બાપુજી**—કેમ દીનસા વ્યાકરણ લખ્યું કે.

**દીનસાજી**—અહિઆ આવેછે કોણુને કે લખેહ આજે તો સનીવાર છે કાલે સવારના ઉઠી મારા કાકાનો છોકરો પેસતનજી છે કેની તે વ્યાકરણુમાં બહુ હુશીઆરછે. તેના પાસેથી બંદા લખાવી લાવશે.

**બાપુજી**—અરે દોસ્ત ત્યારે એમ છે તો મારા વારતેબી લખાવી લાવજેની.

**દીનસાજી**—તેતો કાપી બુકમાં લખવી જોઇએ ને માર અક્ષર તો જાણેકે મરઘીના પગ.

**બાપુજી**—એક કાગલપર લખાવી લાવજે અને તેમને આપજે એટલે હું કાપી બુકમાં ઉતારી લઈશ.

**દીનસાજી**—ઠીક તું ક્યાં મળશે.

**બાપુજી**—કાલે સાંજના દરિએ જ્યાં આપણે હમેસ બેસીએછીએ ત્યાં લઇ આવજે.

**દીનસાજી**--કેમ જમસુ તું કાઇ બોલતો નથી મુંગો બુંગો છે કે શું બા જરા સમજણ તો પાડ.

**જમસેદજી**—સમજણ સું પાડે તારૂં કપાળ. તું તો મસ્તીખોર એટલે માસ્તર તો તને મારે નહી. અને મેતો લેશન કીધુ નથી વાસ્તે સોમવારે મને સ્કુલમાં પેંડા પાક મલશે, એની મને બીક લાગેછે.

**બાપુજી**—દીનસા, આતો ખરે કોઇ બાયલો દેખાય છે તુ આટલો બીએ સાનો જે કંઇએ માસ્તર બાસ્તર કરે નહી.

**દીનસાજી**—અરેબા, તું જરા નવો છે કેની ત્યાં સુધી તુને બીક લાગે છે, પછી તો કંઇએ નહીં.

**જમસેદજી**—નહી શું મને તો રોજ મારો બાપ ઘેરમાં નબર પુછેછ જે, કે આજે કેટલામો રાખયો.

**દીનસાજી**--કહી દેવું કે ૧૦ મો ૧૨ મો.

**જમસેદજી**--નારે ભાઇ, મન તો પરમેશ્વરે ખોટુ ન બોલાવે, જીવ જાય તો બહેતર પણ મારે તો ખોટું બોલવું નહીં.

**દીનસાજી**—જોયું, હવે તારૂં સત્ય બહુ સાચું બોલનારૂં તે જાણું તોબા.

**જમસેદજી**—અમે ગમે તો ખોટાબા, પણ તું તો સાચો છે, તે બસ, અને તને પરમેશ્વર હમેશા સત્ય બોલનારૂં રાખેતે જોઇને, હુ બહુ ખુશી થઇશ.

**બાપુજી**—ચાલો, હવે સાંજથવા આવી હવે તમારૂ ફીલસુફ ભરેલું ભાષણ બંદ કરો, નહીં તો આપણી પારલામેંટના બધા સભા સદો તમારૂ ભાષણ સાંભળીને ગોરી જશે.

( દીવસ બીજો )

**બાપુજી**—કેમ દીનસા, વ્યાકરણ લખી લાવ્યો કે.

**દીનસાજી**—અરર ! હું તો ભુલી ગયો, લખેલું ટેબલ પર મુકી, મેં વીચાર કીધો જરા ચાહ પીઉને પછી વ્યાકરણ લઉં, પણ તારા પીબમાંજ નહી તે સુ કરૂં, અને એ છતાંબી તને જોઇએ તો મારઃ ઘેર આવીને લઇજા.

**જમસેદજી**—બાપુજી તમારા બાપ સો ધંધો કરે છે.

**બાપુજી**--કે હાલ મો કંઇ એ કરતા નથી, પણ પરમેશ્વરની મહેરબાનીથી એક બે વાડી વજીફા છે, તેપર ગુજરાન ચલાવી એ છીયે ને તે પાક પરવર હેગારના સદ હજાર સુ કરાણા કરીએ છીયે.

**દીનસાજી**—વારૂં જમસુ એનો બાપ ગમે એ ધંધો કરેછે, તે માં તને શી પંચાતી, મને તો માલમ પડેછે કે તું તો કોઇ મોટો પંચાતી ઓ માણુસ છે. ચાલ, એવી એવી વાતો છોડાદે, ને જેમાં આપણુ વળે તેવી વાતો કર.

**જમસેદજી**—ઓહોહો ! દીનસા આટલી બધી તારામાં અકલ, અરે, હુ તો જાણુતો એ નથી કે તારામાં આટલી બધી અકલ હોએ પણ ચાલ આટલી તોછે. આટલી એ તારા વાસ્તે ઘણી.

**દીનસાજી**—તું તો સમજેછ કે અકલનો ભંડાર તારામાંજ આવી સમાયો તો કારણ કે છોકરો તો ઘણો ઉપ્યોગી ખરો કે ની.

( હમણા વખત થયો સ્કુલનો દીવસ સોમવારનો. )

**માસ્તર**—વેલ હાઉમેની બ્યાય... રીટન ઘેર એકસરસાઇઝ બુક.

એટલામાં એક બે છોકરા જેઓ આળસુ, અને અભણ હતા તેઓએ નહી લખી હતી તે બતાવ્યા અને માસ્તરે તેઓને નીચે જવાને ફરમાવ્યું, અને એકસર સાહેબે બુકો તપાસવાનું કામ ચાલુ થયું પણ ભોગ ચોઘડીએ બાપુજીની ચોપડી જમસેદજીના હાથમાં આવી અને બાપુજીએ તેને કહ્યું જમસેદજી જો આટલા નહીં ઘડતો પણ જમસેદજી સત્ય બોલુ ને વીચારી છોકરો હોવાથી તેણે માસ્તરને છેતરવાનું કામ કરેલુ નહી એટલે બાપુજીએ કહ્યું કેમ જમસે આટલુ તેં મુકયું નહી ચાલ ઠીક કર્યું.

**માસ્તર** — વેલ બાપુજી યુ આર નાટ રાઇટ આર લેટર કેર ફુલી.

**બાપુજી**--માસ્તરસાહેબ બરાબર એક કલાક સુધી બેસીને લખ્યુ તો એ તમને બરાબર નથી લાગતુ ત્યારે હું શુ કરૂ પછી તો આપ સાહેબની મરજી.

વાસ્તે ઓ મારા પ્યારા ભાઇઓ આપણને ભણવું જોઇએ, અને આપણને આપણા પાલણ પોષણના વાસ્તે ભણવું જોઇએ ઓ મારા પ્યારા ભાઇઓ આ એજ સમાચાર છે તે કંઇએ કામ આવવાના નથી વાસ્તે મારા ભાઇઓ તમે તેઓના ઉપર ભરોંસા મુકતા ના કે તેઓ આપણને આપસે ને આપણું ગુજરાન ચાલશે વાસ્તે ઓ મારા બીરાદરો તમારો જેમાંથી નીભાવ થાય એવા રસ્તો હરકોઇએ શોધવો જોઇએ ઓ મારા પ્યારા વાંચનારઓ આજ કાલની દુનીઆમાં આ વખતે સગા ભાઇઓ કામ લાગવાના નથી. આજે મારા પ્યારાઓ મેં મારી નજરે જોયેલુ છે કે ભાઇ ભાઇને કામ લાગતો નથી.